## ગરબો ૩

( રાગ-રઘુપતી રામ રૂદેમાં રહેજો રે )

ગુણીયલ મારી બેન અસહકારી બનજો રે
તમે સાચો સત્યાગ્રહ કરજો ગુણીયલ.

આખા દેશની જેમાં આબાદી રે
પહેરો ખંતથી સર્વે એ ખાદી રે
ત્યારે કહેવ.શો સ્વરાજ્ય વાદી ગુણીયલ ૧

પારદરશક પરદેશી સાડી રે
પહેરે કાયા તો દીસે ઉઘાડી રે
એવી ફેશન નાખજો કહાડી ગુણીયલ ૨

બંગડી પોલકાં ને ફેન્સી ફરાગો રે
બહેનો સરવે એ સત્વર ત્યગો રે
સાચી ભારતની તનયાઓ જાગો ગુણીયલ ૩

અતી લાડથી જેને ઉછેર્યાં રે
જેણું રામ તણું મન હેર્યાં રે
એવાં સીતાએ વનકુળ પહેર્યાં ગુણીયલ ૪

દેશ ભક્તમાં નામના જેની રે
કીરતી જગમાં ગવાશે જ તેની રે
એવાં ધન્ય સરોજની બહેનો ગુણીયલ ૫

દયા દેશની દીલમાં આણી રે

મુકયાં પરદેશી વસ્ત્રોનાં પાણી રે
એવાં સરલાદેવી ચોધરાણી ગુણીયલ ૬

બેની અનસુયાનાં જોઇ કામોરે
લીધો ભારતી માથે વીસામોરે
પ્રસન્ન થઇ કહ્યું સ્વરાજ્ય પામો ગુણીયલ. ૭

જેનાં માત પીતા હશે એકરે
વળી કુળમાં હશે જો વીવેકરે
તે તો રાખશે સાચો આ ટેક ગુણીયલ. ૮

કુળવંતીને ઝાઝું શું કહીએરે
હવે આટલેથી છાનાં રહીએરે
જરા સમજે તેને શીખ દઇએ ગુણીયલ. ૯

બેનો મોટી તમારી આ આમારે
જોઇ ભારતી લજ્જા પામીરે
કવી રાવ કહે શીર નામી ગુણીયલ ૧૦

( લેખક અંબાલાલ પ્રભુદાસજી રાવ કવિ નડીઆદ )

ગરબો ૪

રાગ—( પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે )

ચાલો સહીયરો સ્વરાજ્ય મંત્રને શીખીએરે,
નીએ સ્વતંત્રતાના ગાંધીજી પાઠ;

લઇએ નવ પ્રતિજ્ઞા નવરાત્રીના દીનમાંરે

સાખી--પ્રથમ પ્રતિજ્ઞા રેંટીઓ--દુઃખ ઉધ્ધારક દેવ.
કાંતિ જગ જીવાડીએ--પ્રીતે કરીએ સેવ.
સુંદર સુતર કાંતી બ્રહ્મહિર શોભાવીએ રે
જેના દ્વારે દીસતો ભારતનો ઉધ્ધાર;- લઇએ.

સાખી--સ્વરાજ્ય સુતર તાંતણે--ખદી દેશનું નુર,
દેશ સ્વતંત્રતા જો ચહો--(તો) વણીએ ખાદી જરૂર.
ધરીએ અંગ ખાદીને આર્યો નામ દીપાવીએરે;
ટાળી દેશનેગાળ વિદેશી પરનો મોહ- લઇએ.

સાખી--ત્યાગી વિદેશી વસ્તુને--ત્યાગી વિદેશી વસ્ત્ર,
સંગ્રહ કદી ના કીજીએ--લઇએ સ્વદેશી વ્રત.
કરીએ ત્યાગ વિદેશી ભીષ્મ પ્રતિજ્ઞા લીજીએરે;
જેથી સુખી થો થાએ આર્ય તણો સંસાર- લઇએ.

સાખી--આત્મોન્નતિને આદરી-રહી વ્યસનથી દુર,
દબાઇ વ્યસનથી ભારતી-પરતંત્રતાનું પુર.
રહેવા દુર્વ્યસનથી દુર સદા સંભાળીએરે;
કરીએ જગ સેવાની વ્રતીનો અભ્યાસ.- લઇએ.

સાખી—હિંદુ મુસલમીન એકતા—ધરી પરસ્પર પ્રીત,
સ્નેહે જગને જગાવીએ—પઢાવી પ્રેમની રીત.
વધાવી દિવ્ય સ્નેહને સ્નેહામૃત રેલાવીએરે;
જગ ધર્મ માર્ગથી દેશોદ્ધારક મંત્ર.— લઇએ
સાખી—ધીરજ શીલતાને વળી કદી ન કરીએ ક્રોધ,
શાન્તિ પાઠ સદા પઢી—ગજવીએ ત્રૈલોક.
વસાવી અન્ય ગુણોને અહિંસાવ્રત ઉજાળીએરે;
ઉજાળી ઉજ્વળતાથી આત્માનો પ્રકાશ,— લઇએ
સાખી—શીલ વૃત્તીની સાડી સજી—કરીએ સેવ,
કટુ વચન ના ભાગીએ—રીઝે દેવાધીદેવ.
પતીની પૂજા થકી તો જગ લ્હાવો લેવાયછેરે;
જેના હરનીશ ગુણો બ્રહ્માદીક પણ ગાય,— લઇએ
સાખી—લોક સેવાથી બચી રહી—રહી કુવ્યંસનથી દૂર,
ધર્મ આપણો જાણીએ—હણીએ ભારત ભૂખ.
ગયેલી હિંદ આબાદી સ્વાધીનતાને લાવીએ રે;
શીખવો પુત્ર—પુત્રીને જગ સેવાનાં સુત્ર.— લઇએ
સાખી—નવરાત્રીના દીનમાં—પ્રતીજ્ઞા જો લેવાય,
આર્ય સન્નારીને બળે—સ્વરાજ્ય ઘર ઘર થાય.
સુધરે આર્ય બાળા તો ભારતને સુધારશે રે;
એતો રેલવશે અહીં સ્વર્ગીય દિવ્ય સંદેશ—લઇએ

( લેખક—ચતુરલાલ ઉત્તમરામ પંડયા)

## ગરબો ૫

રાગ– ( છોટા છોટા રે નંદના છૈયા રે )

આવો આવો વિદેશી ફેરીઆ રે, (૨)
મારાં આંગણીઆં અભડાય રે. આવો

બાર ખુલ્લાં મારાં ખુલ્લી બારીઓ રે, (૨)
મારાં દ્રવ્ય ડેલી બ્હાર જાય રે. આવો

મારાં અર્ધ ભુખ્યાં બાંડરૂ રે, (૨)
બાળું ભોજનીયાં ધુળ થાય રે. આવો

માથે ધોળી ટોપી ધાળાં આંગળાં રે, (૨)
બાલુડાં મારાં બળી જાય રે. આવો

મારાં દુધમલ મીઠડાં બોયલાં રે, (૨)
એની આરોગ્યતા ઘટવાય રે. આવો

તારાં ડગ દારૂનાં ડેલચાં રે, (૨)
મારા પીતૃ ને દેવ દુભાય રે. આવો

મારાં ભોજન પુંજન ભુલાવતો રે, (૨)
મારાં કીર્તનીયાં કચવાય રે. આવો

ભમરાળી આંખોમાં ભુરકી રે, (૨)
કર્મ, ધર્મને અર્થ લુંટાય રે. આવો

ક્ષેત્રપાળ જાગ્યા આ ખાદીના રે, (૨)
એની આંખ રાતી ચોળ થાય રે. આધો
જે લાખો કરોડો લુંટતા રે,
હવે હિન્દ ન લુંટાવાય રે. આધો

## ગરબો ૬

( રાગ–ગીરધારીરે વાત કહું તે વીચારો )

સુણ સજની રે શીખામણ કહું સારી,
તમે જોજો જરૂર વીચારી–ટેક.
ભારતનીરે ભાગ્ય દશા પરવારી;
કરે રૂદન માત બીચારી.
ઝુલ–દયા દીલમાં તેની ધારીરે કરો સેવા સત્ય સ્વીકારીરે
થાજો ભારતને ઉપકારી રે,
સખી સમજોરે સમય તણી બલીહારી–તમે જોજો. ૧
બ્રાહ્મણનીરે સત્તા પણ પરવારી,
ક્ષત્રી હીણ બળ લાચારી;
ખેડુતનીરે થઇ છે ખુબ ખુવારી,
દિન દશા દીવસ દુઃખકારી.
ઝુલ–થયા વણજ વીનાના વેપારીરે ભારતમાં બધીયા ભીખારીરે,
બધો દેશ બન્યો બીમારી રે,
સુખ ત્યાગોરે સ્વદેશ હિત નરનારી–તમે જોજો. ૨

ફેશનનીરે શી ! ફોગટ ફીસીઆરી,
તન મન ધનને હરનારી;
સત્યાગ્રહરે શસ્ત્ર સબળ ભયહારી,
દ્રઢ ધીરજ ઢાલ તમારી.
જગ જીત્યુંરે સ્વદેશ હિત જયકારી—તમે જોજો. ૩

પણ કરજોરે પળ પળ પ્રેમ પ્રસારી,
પ્રાણની બની બીન દરકારી;
સહી લેજોરે સંકટ ધીરજ ધારી,
નીજ ચારીત્ર દેજો ચીતારી.

ઝુલ—બળ આત્મ સંયમનું વધારી રે,
હજો હિંદ માતાને હિતકારી રે,
સહાય કરશે શ્રી ગીરીધારી રે;
મણિ મળશેરે સ્વરાજ્ય શુભ સુખકારી—તમે જોજો.

લેખક—( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી. નડીઆદ )

## ગરબો ૭

રાગ—(પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે)

ભારત ભાગ્યોદયમાં રૂડો રૂપાળો રેંટીઓરે,
મનહર સુખકર દુઃખહર દયાનીધી એ દેવ;

પ્રીતે પધરાવોને મંદીરમાં સૌ માનુનીરે.

સાખી—જુનો પુરાણો રેંટીઓ ફરતો હતો ગૃહમાંય,
તજ્યો તેહને જ્યારથી દુઃખી થયાં સૌ કોઇ.
તેના પાપે પરદેશીની ગુલામીમાં પડયારે,
કરશે મુક્ત તમોને જીવન પ્રાણાધાર;
પ્રીતે પધરાવોને મંદીરમાં સહુ માનુનીરે. ભારત

સાખી—કપાસ ભારત દેશનો પરદેશી લઇ જાય;
આપે વીસ કરોડને બાસઠ ઘસડી જાય,
આવે ખોટ ખરી અહીં બેતાળીસ કરોડનીરે,
એથી દેશ આપણો બહુ દુર્બળ દેખાય,
પ્રીતે પધરાવોને મંદીરમાં સહુ માનુનીરે. ભારત

સાખી—અન્નપૂર્ણા આ દેશનો રૂડો રેંટીઓ સોહાય.
ફેરવજો ધરી ટેકને અધિક આનંદ હોય,
કાંતી હાથ વણેલાં વસ્રો અંગે ધારજોરે,
અવીનાશી કહે થાશે દેશ તણો ઉદ્ધાર,
પ્રીતે પધરાવોને મંદીરમાં સહુ માનુનીરે. ભારત

## ગરબો ૮

રાગ-(ગાડી આવી ગુજરાત આગન કેરી ગાડીરે આવી)

ખાદી ધરોને અંગ સહીયર સહુ ખાદી ધરોને,
ઉરમાં લાવીરે ઉમંગ સહીયર સહુ ખાદી ધરોને;

સાખી-વસ્ત્ર વીદેશી પહેરીને દુઃખી થયો બહુ દેશ
હિત ચાહો જો હિંદનું,
તેનો સંગ ન કરશો લેશ.—સહીયર

સાખી-ભુખે મરે ભારતજનો દયા હ્રદયમાં હોય,
સુખ ઇચ્છો જો સર્વનું,
ફેશન કરો નહી કોઇ— સહીયર.

સાખી-ખાદી આબાદી કરે કરે દુઃખ સહુ દુર,
સ્વતંત્રતાને આપીને,
સ્વરાજ્ય લાવે જરૂર— સહીયર

સાખી-દેશ હીતને કારણે ગયા ઘણા જન જેલ,
ગાંધીનું કહ્યું માનીએ,
તો તો સ્વરાજ્ય લેવું સ્હેલ—સહીયર
ખાદી ધરોને અંગે—સહીયર

રચના-(મણીલાલ જેચંદદાસ દોશી નડીઆદ)

## ગરબો ૬

### સ્વરાજ્ય લેવું સ્હેલ છે.

પરદેશી કાપડ છોડો ને સુંદર ખાદી પહેરો,
મારી બ્હેનો સ્વરાજ્ય લેવું સ્હેલ છે.

ભભકાનં ફેશન છોડો જાડી ખાદી પણ પ્હેરો, મારી બ્હેનો
આળસ પર નિંદા ત્યાગો રેંટીયા શું પ્રીતી બાંધો. મારી બ્હેનો
ખાદીની ધુન લગાવો ખાદીનું તાન જગાવો. મારી બ્હેનો
ખાદી તાકા લઇ ફરજો સૌને તમ જેવા કરજો. મારી બ્હેનો
ઘરમાં સૌને સમજાવા ખાદીનો મંત્ર પઢાવો. મારી બ્હેનો
વીવા કે મરણા ટાણે ખાદી વાપરજો કાંણે. મારી બ્હેનો
શાળા સરકારી નમાલી છોડાવો એની ગુલામી. મારી બ્હેનો
વણનારો તાણો વાણો અંત્યજને બંધુ જાણો. મારી બ્હેનો
સભ્યો થાજો સૌ પ્હેલા પા રૂપીયો આપી વ્હેલા. મારી બ્હેનો
મર્યાદા ખોટી છોડો પામર બંધનને તોડો. મારી બ્હેનો
મંડપ ઉપર દીવો ગાંધીજી ઘણું જીવો. મારી બ્હેનો
મંડપ ઉપર દીવો શોકત મહમદ ઘણું જીવો. મારી બ્હેનો
મંડપ ઉપર દીવો ભારતના પુત્રો ઘણું જીવો. મારી બ્હેનો

# સ્વધર્મ

### ગરબો ૧૦

(રાગ—કામણ દીસે છે અલબેલા તારી આંખમાંરે)

સજની પુન્ય ભુમિમાં જન્મ લઇ તેં શું કર્યું રે ?
જનની જન્મ ભુમીનું હિત કંઇએ ના થયું રે ?

લાડ કોડથી જેણે ઉછેર્યાં,
ધર્મ નીતી સંસ્કારે પ્રેર્યાં,
તેની સેવામાં શીર જાય તો શું થયું રે ! સજની

દેશ દાઝ કો દી નવ જાણી,
પ્રેમ ભક્તિ અંતર નહિ આણી,
સાથે તેનું જીવતર તો એળે ગયું રે૦ સજની

પામર જન તો તેને કહીએ,
નામ કો દી તેનું નવ લઇએ,

સ્વાર્થ સુખમાં દેશ હિતને ના ગણ્યું રે૦ સજની

મહીલા માન વધારો મહીમાં,

ઉત્તમ કાર્યો કરી અવનીમાં,

વીરાંગના પાછું શું હઠવું જે ડગ ભર્યું રે૦ સજની

જીવન સફળ તો ક્યારે થાયે,

દેશ યજ્ઞે સર્વસ્વ હોમાયે,

જાસ્તી ભાવથી ઉર ઉદધી ઉછળી રહ્યું રે૦ સજની

અવસર મળે નહી ઉત્તમ આવો,

દેશ સેવાનો લેવા લ્હાવો,

પશ્ચાતાપ પાછળથી થાયે જો ટાણું ગયું રે૦ સજની

લેખક-મણીલાલ જેચંદદાસ દોશી. નડીઆદ

## ગરબો ૧૧

રાગ—તમે અજાણ્યા અમે જાણીએ રે

મારો પાલવડો નવ તાણીએ રે

મહાત્મા સુદામાપુરીમાં અવતર્યા રે;

માતા મહાલક્ષ્મીની કુખે જનમીયા. રે.
લીધો દેશ હીત કાજે અવતાર રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧

યુવાવસ્થાએ આફ્રિકા સંચર્યો રે:
ત્યાં તો દેશનાં દુઃખ હૈઇએ ધર્યાં રે
છોડયું સબળ સત્યાગ્રહ શસ્ત્ર રે.
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૨

દુઃખ વેઠયાં કારાગૃહના ઝીલ્યલા રે
દેશ કાજ ગણ્યાં ને તો મોંઘલાં રે
ધ્રુજ્યા શત્રુને રાચ્યાં સહુ કાજ રે:
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૩

ત્યાંથી પુનઃ સ્વદેશ પધારીયા રે;
દેશ બન્ધુએ ફુલડે વધાવીયા રે,
કીધો રાજનગરમાં નિવાસ રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૪

સાબરમતીનાં નીર અતી નીર્મળાં રે;
ત્યાં તો બાપુજી આશ્રમ કરી રહ્યા રે,
કીધું દ્વારકાં સમુ શુભ ધમ્મ રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૫

ખેડાના ખેડુત શરણે આવીયા રે;
સત્યાગ્રહને શસ્ત્રે બચ વીઆ રે,
ચંપારણમાંએ વાગી હાક રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૬

યુરોપમાં વિગ્રહ જાગીઓ રે;
દુનીયામાં દાવાનળ લાગીયો રે,
કીધી સરકારને તમે સ્હાય રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૭

ત્યાંતો વિગ્રહનો અંત આવીયો રે;
કાળો કાયદો છનાંમમાં આલીઓ રે,
તે તો રાઉલેટ નામે પ્રખ્યાત રે;

ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૮

જાગ્યું ભારતવર્ષ નિદ્રા થકી રે;
ઘુમ્યા તીલક માલવીયા મહારથી રે.
મહમદ શૌકત લજપત નેરૂ રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૯

સભા ભરી જલીયાનવાળા બાગમાં રે;
ત્યાંહી ડાયરે ઘોર જુલમ કર્યો રે;
માર્શલ-લૉએ અંકાયો નિર્દોષ રે.
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૦

ખિલાફત અસહકાર જનમીયો રે;
નોકરશાહીને મનમાં ન ભાવીયો રે,
હિન્દુ મુસલીમ ઐકયતા સાંધી રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૧

ગાંધીજી સ્વરાજ્યની શરતો એમ ભણે રે;
ખાદી પહેરોને ચરખો ફેરવો રે,

ખેંચો સુતરને તાંતણે સ્વરાજ્ય રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૨

નિજ દેશનું હીતજો ચીંતવો રે;
પટ પરદેશી ઝટપટ પરહરો રે,
શુદ્ધ ખાદી સજો શણગાર રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૩

શીખ સુણજો ગાંધીજીની આટલી રે;
મોહ-જાળને નીશ્ચય વિદારજો રે,
આશા ધારીને કરૂં પ્રણામ રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૪

દિવ્ય મંત્ર સુણ્યો મોહન તણો રે;
અવતાર તે તો પ્રભુનો ગણ્યો રે;
કર્મવીર કસ્તુરબાના કંથ રે;
ગાંધીજી રાજનગર રળીયામણું રે. ૧૫

## ગરબો ૧૨

લેખક- દોશી મણીલાલ જેચંદદાસ. મુ નડીઆદ

રાગ-(ઓધવજી સંદેશો કહેજો સ્યામને)

સાંભળ સજની વાત કહું આજે નવી,
દેશ બંધુઓ નીશદીન જાતા જેલજો,
સ્વતંત્રતાનું ધર્મ યુદ્ધ ચાલી રહ્યું,
મરવું ગણીયું સ્વરાજ્ય માટે રહેલજો. સાંભળ ૧

સરકારે ઘડીઓ તો કાળો કાયદો,
ચમકી ઉઠયો સુંણતાં આખો દેશજો,
ગામે ગામ પડી હડતાળો હિન્દમાં,
અશાન્તિએ પ્રજામાં કર્યો પ્રવેશજો. સાંભળ ૨

જુલ્મ કીધો જલીયાંવાળા બાગમાં,
નિશસ્ત્રો પર ચલાવી ગોળી બારજો,
નિર્દોશીના જાન અને લાજો લીધાં,
ઘોર કૃત્યનો ' ડાયર ' છે કરનારજો સાંભળ ૩

ગાંધીએ સમજાવ્યા બહુ સરકારને,
રાજ ભક્તીથી સાચા કરી સહકારજો,
રહ્યા ભરૂંસે પણ કાંઇ વળીયું નહી,
નીરાશ થઇને કરીયો અસહકારજો. સાંભળ ૪

ગાંધીજીએ ધર્મ યુદ્ધ આરંભીયું.
હિન્દ તણા સુપુત્રો થયા સામેલજો,
માતૃ ભુમીની સેવા સ્નેહે સ્વીકારીને.
રજા માગતાં હરખે જાતા જેલજો. સાંભળ ૫

દેશ હીતને કારણ દુઃખ વેઠી રહ્યા,
તન મન ધનની કીધી નહી દરકારજો
સત્ય શાન્તીનું શસ્ત્ર ધર્યું છે હસ્તમા.
ગુણીયલ 'ગાંધી' તેના છે સરદારજો. સાંભળ ૬

દોષ નથી કંઇ દેશભકતોનો એ સખી,
ન્યાય નીતીને પુરા છે ચાહનારજો.
પ્રાણાંતે પણ અધર્મને ના આદરે,
સાચું કહેતાં શીક્ષા દે સરકારજો, સાંભળ ૭

સ્હાય થશે સત્યને એવી છે શ્રી હરી,
પ્રજા તણું તો બીજું શું છે જોરજો,
અતીશય અનીતી ઇશ્વર ના સાંખી શકે
મસ્તાનીના ઉતરશે મદ તોરજો. સાંભળ ૮

દુઃખ દેખીને દેશબન્ધુનાં ઓ સખી,
મોજ શોખનો જુઠો તજીએ મોહજો,
વસ્ત્ર વિદેશી લેઇને પતીત હું ના થઉં,
નહી કરૂં નહી કરૂં દેશ તણો હું દ્રોહજો. સાંભળ ૯

મણીલાલની વીનતી જો ઉરમાં ધરો,
સુંદર ખાદી ખંતથી પહેરો અંગજો,
જેલ ગયેલા મ્હેલે વ્હેલા પધારશે,
સ્વરાજ્યને પણ લેતા આવે સંગજો. સાંભળ ૧૦

## ગરબો ૧૩

રાગ- (સુરત બંગડીમાં મારૂં મન મોહ્યું)

[illegible] ખાદીમાં મારૂં મન મોહ્યું,

સુતરને તાંતણે સ્વરાજ્ય લેઇશું,
સ્વરાજ લેઇશુંને સ્વતંત્ર થઇશું,
દેશનો ઉદ્ધાર કરીશું હો બેન. સુંદર ૧

ખાદી પહેરીને હું તો સાસરે ગઇતી,
સાસુજીએ મ્હો મચકોડયાં હો બેન. સુંદર ૨

શાને સાસુજી મારાં મ્હો મચકોડે,
મ્હેં તો મારી ફરજ બજાવી હો બેન, સુંદર ૩

હાથે કાંતીને હું તો હાથે વણું છું,
તેમાં આનંદ ઉર વાધે હો બેન. સુંદર ૪

ખાદી પહેરીને હું તો મામા ઘેર ગઇતી,
મામીએ મ્હો મચકોડયાં હો બેન. સુંદર ૫

શાને મામી મારાં મ્હો મચકોડે,
**ખાદીથી દેશ આબાદી** હો બેન. સુંદર ૬

ખાદી પહેરીને હું તો કાકા ઘેર ગઇતી,
કાકીએ મ્હો મચકોડયાં હો બેન. સુંદર ૭

શાને કાકી મ્હારાં મ્હો મચકોડે,
આદી તે મારે શયજાદી હો બેન  સુંદર ૮

આદી પહેરીને હું તો માસી ઘેર ગઇતી,
માસીએ મ્હો મચકોડયાં હો બેન,  સુંદર ૯

શાને માસી મ્હારાં મ્હો મચકોડે.
વિદેશીએ ઠાટ વાળ્યો હો બેન.  સુંદર ૧૦

× × × ×

દેશ ડુબ્યો પરતંત્ર દશામાં,
વિદેશી વસ્ત્ર પહેરીને હો બેન.  સુંદર ૧૧

ભુલ્યો કરીને ભીખ માગી ભારતે,
હજુએ આંખ કેમ ખોલે ના બેન.  સુંદર ૧૨

હીબ ધારીને કંઇ હિંદનું દુઃખે,
સ્વદેશી વ્રત સહુ લેજો હો બેન.  સુંદર ૧૩

જન્મ લીધો પુણ્ય હિંદ ભુમીમાં,
તો દી કૃતઘ્ની ન થઇએ હો બેન.  સુંદર ૧૪

સાચો ધરમ ગણી દેશ સેવાનો,
ઘેર ઘેર રેંટીયા રાખો હો બેન.  સુંદર ૧૫

( લેખક—દોશી મણીલાલ જેચંદદાસ. નડીઆદ )

## ગરબો ૧૪

રાગ—(ગિરીધારીરે વાત કહું તે વિચારો)

દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો.
. પ્રભુ સુક્ત ગુલામીથી કરજો.

ઝુલ—ઇચ્છા સ્વરાજ્યની ઉર દાખો રે;
મંત્ર શાંન્તી હવે આપોરે;
મુળ ઇર્ષા તણાં પ્રભુ કાપોરે;
ફરી ઐક્ય હવે, આત્મિક આગબાગ ભરજો; પ્રભુ.
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો; પ્રભુ.

ઝુલ-કાંતી રેંટીઆ હાથે વણુંજેરે,
નરનારી અંગે ખાદી ધરજે રે;
વિદેશી વસ્ત્રનો ત્યાગ કરજોરે;
ધર્મ યુધ્ધે ખુશીથી મરજોરે;
ડર છોડી હવે, જેલ સરકારની ભરજો; પ્રભુ.
દિનાનાથ હવે ભારતનું દુઃખ હરજો. પ્રભુ.

ઝુલ—અલી ભાઇઓને પકડયા જ્યારેરે;
શંકરાચાર્યને લે ગયા ત્યારેરે;
ગાંધીજીને કીધા કેદ ત્યારેરે;
રાખી શાન્તિ તમે અતિ ભારેરે;
ગુરૂ ગાંધીનીરે, આજ્ઞા સૌ ઉર ધરજો; પ્રભુ.
દિનાનાથ હવે, ભારતનું દુઃખ હરજો; પ્રભુ.

## ગરબો ૧૫

તમે મુકીને મનની પ્રમાદી રે;
બ્હેની બ્હેરોની ખાદી
ખાદી પહેરે તે શાહજાદી રે;
બ્હેની બ્હેરોને ખાદી. ટેક.
ખાદી તે આદિ અનાદિ આ દેશે;
હિંદની કાંતી આબાદી રે. બ્હેની. ૧
વિધ વિધ વસ્ત્ર વધારે કૈં વ્યાધી;
ખાદી હરે તને આધી રે. બ્હેની. ૨
ખાદી વિના બીજું વસ્ત્ર ઉપાધી;
ખાદી સ્વરૂપમાં સાદી રે. બ્હેની. ૩
શાસ્ત્ર સાક્ષીનું છે જ્ઞાન સુતરમાં;
ખાદી વગર બરબાદી રે. બ્હેની. ૪
સ્વાતંત્રમાં સૂતર છે આ રસ્તો;
ખાદી પ્રભુની પ્રસાદી રે. બ્હેની. ૫
ખાદી તે ખલક તણી મહાદેવી;
ખાદી તો દેશની દાદી રે. બ્હેની. ૬
ચંદ કહે ચિત્તમાં નિત નેહે;
ખાદી સ્વરાજ્યની ગાદી રે. બ્હેની. ૭

લેખક:- ( ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી નડીઆદ )

## ગરબો ૧૬

( રાગ—ઓધવજી સંદેશો કહેજો શ્યામને )

સ્વદેશની મમતા મનથી નવ મુકીયે;
સોએ સો કદી સંકટ આવે શીશજો
ચુરા થઇ પડીએ પણ ચીત્ત નવ ચુકીએ;
સ્વદેશનું શુભ ચીંતવીએ દીન નીશજો. સ્વદેશની ૧
જન જાતીનો દેહ ધર્યો જે દેશમાં;
તે ભૂમિને ગણીએ માતા તુલ્યજો
હેડે ધરીએ હેત વિશેષ હમેશમાં;
ઉત્તમ ગણીએ અંતર મહીં અમુલ્યજો, સ્વદેશની ૨
સદૈવ કરીએ યત્ન સ્વદેશ સુધારવા;
કામ પડે તો કરીએ તન કુરબાનજો,
વળી શ્રમ કરીને ઉદ્યોગ નવીન વધારવા;
સ્વદેશ તરતો કરવા ધરીએ તનજો. સ્વદેશની ૩
રાષ્ટ્ર તણા દ્રોહી કદી થઇએ નહી;
મળતું હોય ત્રીલોકી રાજજો,
દેશ દ્રોહી કરી સુખી કોઇએ નવ થયા;
દેશળ માધવ મુવા છે વીણ મોતજો. સ્વદેશની ૪
દેશ તજી પરદેશ વિષે જઇએ કદી;
પણ બહુ ધરવો સ્વદેશ ઉપર પ્રેમજો,
સ્વસ્થાનકથી દીલે ઉદાસી નવ થવું;

નીજ જનીતાથી હેત ન તજીએ જેમજો, સ્વદેશની ૫
મરણુ પથારીપર નો સૌ પ્રાણી મરે;
કહીએ તેની કાયા ગઇ ન કામજો.
જે કાયા કુરબાન સ્વદેશ લીધે કરે;
નવજુગ તેનાં રહ્યાં છે નીશ્ચળ નામજો. સ્વદેશની ૬
સંપ વધે સૌ જનને જેમ સ્વદેશમાં;
એવા એવા કરીએ અધીક ઉપાયજો.
કષ્ટ ન પામે કોઇ કુસંપ કલેશમાં;
સપી જંપીને સોએ સુખીયાં થાયજો. સ્વદેશની ૭
પોતાના ટંટા પોતે પતાવજો;
સમજુ હોતા જશો ન કદી સરકારજો.
પંચજનોની પાસે ન્યાય કરાવજો;
ખચીત નહી તો થાશો ખુબ ખુવારજો. સ્વદેશની ૮
સ્વદેશમાં જે કોઇ કુસંપ કરાવશે;
નિશ્ચય જાણો પાપી તેનું નામજો.
હિન્દ તણા અણમુલા હીરા જે હતા;
કીધો જઇને જેલ મહીં મુકામજો. સ્વદેશની ૯
કર્મ કાળું કર્યું કાકુએ ધનના લોભથી;
કરાવ્યો વલ્લભીપુરનો વિનાશજો.
અનેક જનને અતી સંકટ ઉપજાવીયું;
દુર્જન તેને કહે છે સૌ ઇતિહાસજો. સ્વદેશની ૧૦

## ગરબો ૧૭

રાગ– (પુનમ ચાંદની ખીલી પુરી અહીંરે)

સદ્ગુણી શાણી હિંદ તણુ સાંભગોરે,
થયો ફેશનથી આ દેશ બહુ પાયમાલ;
માટે ફેશન કેરો ત્યાગ તમે સત્વર કરોરે ૧
ગાંધી ગુરૂ ગણીને રાષ્ટ્રિય શિક્ષણ લ્યો તમેરે,
કરજો વસ્ત્ર વિદેશી વ્હાલી બેનો ત્યાગ;
એમાં હિત સમાયું વ્હાલા હિંદુસ્તાનનુંરે ૨
બારીક વસ્ત્રોથી કાયા ઉઘાડી દીસનીરે.
તેથી ધર્મ સતીનો જગમાંથી તમ જાય;
ખાદી અંગ તમારૂં સુંદર રીતે ઢાંકશેરે. ૩
બેની અનસુયાને ભારત ભક્ત સરોજનીરે,
દેશ ઉદયનો કરતાં શુભ ઉદ્યોગ,
કીર્તિ જગમાંહી ઇતિહાસો ગાશે તેહનીરે. ૪
ચલણ ઘણું થયું છે હિંદ ગવન વાયલ થકીરે,
છીટો છચલથી ભારત ભિક્ષુક થાય;
આબાદી દીસે છે દેશ તણી ખાદી મહીંરે. ૫
રાષ્ટ્ર ઉદ્ધારક શોભે સુંદર રેંટીઓરે,
તાર સુતરમાં છપાયું સ્વરાજ્ય;
સ્વદેશી વ્રત શીખોને શીખવો સહુને ભાવથીરે. ૬

લેખક– ( ચોકસી જડુલાલ )

## ગરબો ૧૮

રાગ- ( ઓધવજી સંદેશો કહેજો શ્યામને ]

ભારતનું હિત ચાહો ચતુરા ચિત્તથી,
આ ભારતના હિતમાં હિત સૌનું હોયજો;
ભારતનું ભાવી છે ભગિની હ્રદયમાં,
બાળપણામાં દે બાળકને બોધજો. ભારતનું ૧

કુમળું ઝાડ નમાવે તે રીતે નમે,
વૃક્ષ થયે ના વાળ્યું તેહ વળાયજો;
ત્યમ બાળકના હ્રદયકમળ પર પ્રેમથી,
જેવા પૂરે તેવા રંગ પૂરાયજો. ભારતનું ૨

વિદ્યા વિનય વિચાર તણાં બી વાવવાં,
દયા ધર્મને સ્વતંત્રતાની સાનજો;
માત પિતા ગુરૂ જનની સેવા આદરે,
સ્વદેશની સેવાનું આપો જ્ઞાનજો. ભારતનું ૩

સત્યાગ્રહિનું શિક્ષણ શિશુને શિખવો,
તત્વ તર્ક અર્થ શાસ્ત્રનાં અંગજો;
ચારિત્ર કેરાં ચિત્રો ચિતરો ચિત્તમાં,
ભારત-મણિ ભૂમિ બદલાશે રંગજો. ભારતનું ૪

( લેખક-ભાઇચંદ ગોવર્ધનદાસ ગાંધી. નડીઆદ )

## ગરબો ૧૯

રાગ—(રઘુપતી રામ હૃદેમાં રહેજો રે)

સુણો બ્હેની આ સમે શીખ સારી રે,
સુખ સાચું છે સાદાઇ માંહી. સુણો ૧

મોજ શોખને વઇભવ છોડો રે,
દેશ સેવામાં મનડું જોડો રે,
હિન્દ માતાના બંધન તોડો. સુણો ૨

પ્હેરો પ્રેમે પનોતી ખાદી રે,
એમાં હિન્દ તણી આબાદી રે,
પરદેશી પ્હેર્યે બરબાદી. સુણો ૩

રેંટીયા ઘરઘરમાંહી ચલાવો રે,
કજીયા ને ટંટા અટકાવો રે,
લાખો લક્ષ્મી લુંટતી બચાવો. સુણો ૪

રેંટીઓ ગુલામી હઠાવે રે,
જોર દુશ્મન તણું ના ફાવે રે,
દુઃખ દારીદ્ર દુર જાવે. સુણો ૫

દુઃખીયાની આંતરડી ઠારો રે,
મરેલાને વધુ ના મારો રે,
રેંટીયાથી દેશને તારો. સુણો ૬

# સતિના ગ્રાહકોને સુચના

## વહાલા દેશ બંધુઓ

હમારા તરફથી છપાઇ બહાર પડની ચોપડી જેનું નામ **સોળ વર્ષની સતિ અને નવ વર્ષનો પતિ કુંકે બળ લગ્નનો બળાપો** તેના અગાઉ થએલા ગ્રાહકોને ચેતવણી આપવામાં આવેછે કે આપ સતિની ચોપડીના ભાગ ૧ થી ૬ વાંચી લેખકના લખાણની કદર કરી ગ્લેજ કાગળ તથા સુંદર એકરીમ ચીત્રો સહીત નીકળની ચોપડી જેનું નામ **( સોળ વર્ષની સતિ અને નવ વર્ષનો પતિ )** એ ચોપડીના ભાગ ૧ થી ૨૧ છે તો તે ચોપડીના ગ્રાહકોએ ચોપડી જલ્દી મેળવવા માટે પ્રયત્ન કરવો નહી કારણ કે હાલમાં લેખકની પાસે ઘણુજ જરૂરી કામ આવી પડવાથી અને અડચણો તેમજ બુક સારી રીતે જનસમાજને પ્રીય લાગે તેવી ફેશનમા લાવવાના હેતુથી આ ચોપડી હાલમા તારીકે છપાવી બહાર પાડવાનો ઇરાદો લેખકે મુલ્તવી રાખ્યો છે તેથી મારા અગાઉ થએલા માનવંતા ગ્રાહકોની પાસે હું ક્ષમા ઇચ્છુ છું.

**કવિ મગનલાલ બાપુજી ગોધરાવાળા**

**તા. કા** આ બુકના અગાઉ થનારા ગ્રાહકોનાં નામ નોંધવામાં આવશે. અગાઉ થનાર ગ્રાહકે કંપની ઉપર એક રૂપીઆનુ નોટ એડવાન્સ તરીકે બીડી મોકલાવવું અગાઉ ગ્રાહક થનારને ૨-૦-૦ બુક છપાઇ ગયા બાદ ૨-૮-૦ પોસ્ટેજ જુદું.

**સરનામુઃ-**

**સરસ્વતી બુક ડેપો**

**ઠે. સ્ટેશન રોડ. મુ. આણંદ**

# રેંટીયા



રેંટીયા જાગને હોજી રે, ગુણિયલ ગાજને એકવારજી-ટેક
રૂડો અમારો દેશ સુંદર, રૂડાં અમારાં રાજ્યજી.
રૂડે અમારે આંગણીએ, એક રેંટીઓ હીરનાજ. રેંટીયા.

આજ મોંઘું થયું એટલું, બસ પડસે ગણ્યા પોબારજી,
"રૂએ રડાવ્યા કંદકને અને, કાઢ્યા સમંદર પાર રેંટીયા.

દુશ્મનનો દુશ્મન તું વ્હાલા, મિત્રનો તો મિત્રજી,
માંચેસ્ટરની મોંઘી મીલના, મોંઘેરા માનિત્ર રેંટીયા.

છના શેરે છન્નુ આના, પરવસને પોવાયજી,
છના શેરે સોળ ખાદીના, મોઘા મુરખને મનાય રેંટીયા.

રાજ્યનાં તુટજો રાંઢવા, ચઢવા દોર વારંવારજી
મા તુટજો મારા રંક હિંદના, રેંટીયાના અવતાર રેંટીયા.

પિતા જતાં પળ સાંભરે, વળી માત જતા વા વાયજી,
રાંકનો પાલણહાર જતાં, દેશ ડગુમગુ થાય રેંટીયા.

શેષ ડોલ્યોને દેશ ડોલ્યો, ખેચર ડોલ્યાં અકાળજી,
રેંટીયાનો ઉદ્ધારક જાતાં ખળભળતાં પાતાળ રેંટીયા.
રેંટીયોને વળી ત્રાક બંને, બરમાળે બંધાયજી,

જેમ ફેરા ફરે ખાંતથી, તેમ તેમ મંગળ વરતાય. રેંટીયા
કોકિલ ગુંજન અંબલે જેમ ભ્રંગ ગુંજન ફુલજી
ચક્ર ગુંજન ગૃહે ગૃહે અમ સુખ શાન્તિનું મૂળ રેંટીયા.